# બનામે ખુદા.

# ખયાલે કીસ્સએ સંજાણ.

મુંબઇની જરથોશતી જશન કમિટી તરફથી પારસીઓને સંજાનમાં ઉતરવાને ૧૨૦૧) વર્ષ પુરાં થયાં તેની યાદગારી તથા શુક્રગુઝારીના સનજાનમાં તા૰ ૧૦ મી દીસેમ્બર ૧૯૧૬ ને દીવસે થયલાં જશનના પ્રસંગ માટે



ખાસ રચનાર કવિ "આદીલ"



કિમ્મત ૧ આનો.

## (રંગત ગરબીની.)

સમજો સદ્દજન—નર નારી સમજાવું
ફારસએ સંજાણ સુનાવું (ટેક)
હતું અસલી વંશ—ઈરાન સઉથી સારૂ
જેનું રૂડું વરણન વિસ્તારૂ
ગયોમર્દથી—યઝદેઝર્દ તક ન્યારૂ
હતું ક્યાંની રાજ બહુ પ્યારૂ

### જુલ.

હકતે ઈશવરનું રાજ
એનમુન ક્યાંની તાજ
હેવાલ જેનો કહું આજ

સુનો શ્રોતાજન—દીલથી ગાઈ દેખડાવું
ફારસએ સંજાણ સુનાવું

### (૧)

ધન પેશદાદી-અમર નામ નિશાની
ધન જંગી દીલેરો ક્યાંની
ધન હખામની—ધન્ય જેની પહલવાની
ધનધન શુરવીર સાસાની

**જુલ.**

દેવો ને દરૂજો પાપી
સર નાખ્યાં જેમણા કાપી
જગ જગે અશોઇ સ્થાપી
કુરબાન જેપર—થઇ થઇ મન મગાકાનું
કીસ્સએ સંજાણ સુનાવું

(૨)

ધન ગેયોમરદ—જમ ફરીદુન પેશદાદી
ધન જેના રાજ્યની ગાદી
ધન ધન હોશંગ—આતશની આબાદી
તુ થકી છે કાયમ યાદી

**જુલ.**

ધન કયકાઉસ કયાંનીને
ધન કયખુસરો નાંનીને
ધન જેની કદરદાંનીને

ગુસતાસ્પ શહા—જેનાં નામ હરખાનું
કીસ્સએ સંજાણ સુનાવું

(૩)

જરથુસ્ત બેરા—સ્પીતમાન પયગંબર
યઝદાંનનો પ્યારો રહબર

જામુલી જાલ—ને રૂસતમ નામેવર
ખરજુ સોહરાબ દેલાવર

**જુલ.**

ધન રોશનતન ગોયા ખીલંગ
જેના નામથી દેવો દંગ
થય ધ્રુંજતાતા સરે જંગ
એવા શેરે બબર—ને કોણથી સરખાવું
ફીરસએ સંજાણ સુનાવું

વાધ.

## (૪)

શાહ કુરૂશ અને—હખામંમણી દારાયસ
જેનો અમલ હીંદમા ફાયસ
પાતળી પુત્રમાં—જેના પુરાવા છે બસ
જય જુઓ જેમાં છે રસકસ

**જુલ.**

ધન અરદેશીર બાબેગાન
સાસાંની શુરો બળવાન
ધન આદીલ નવશીરવાન
ધનધન શાહાપુર—શુરવીરને ઓળખાવું
ફીરસએ સંજાણ સુનાવું

## (૫)

ધન અર્દાવિરાફ—સાતો બહેસ્ત દવારાને
જઇ મળ્યો મીનો સારાને
ધન આદરબાદ—મારેસ્પંદ પ્યારાને
ધન મોજેઝા તાહારાને

જુલ.

એવા દસ્તુરાંન દસ્તુર
હમેદ્નુમના ભરપુર
જેના મુંખ પર રબનું નુર
તેની કીર્તિના—પુષ્પ આજ પમરાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૬)

આખર શહનશાહ—યઝદેઝર્દ કહેવાયો
જ્યાં અંત રાજ્યનો આયો
દીન દુશમનનો—ચોખુટ દોર ફેલાયો
મઝહબનો ખણાયો પાયો

જુલ.

થયો માંહોમાંહે કંકાસ
ઝરથોસ્તીઓમાં ખાસ
જેથી વળ્યું સત્યાનાસ
વર્ણન જેનું—કરતાં જીગર જલાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૭)

બુલબુલી અમલ—તે ગુલશનથી ભાગો
જ્યાં ઘંટ બદીનો વાગો
દીને મઝદાનો—નાશ થવા જ લાગો
ત્યારે કોમી જુસ્સો જાગો

જુલ.

કંઇ દસ્તુરો આબેદ
એ વાતે પાંમ્યા ખેદ
જોઇ રમણ સમજ્યા ભેદ
મનથી ચાહ્યું—ઘંટ છે નિકળી જાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૮)

સો સાલ રહ્યા—કોહેસ્તાંનની અંદર
ધર્મને બચાવા ખાતર
ત્યાં પણ ફરશે—ગર્દીશનું બદ ચક્કર
એમ જોઇ રમણ બરાબર

જુલ.

ત્યારે દસ્તુરો ખેદદીન ભારી
મળી સાથે વાત વિચારી
હ્યાંથીબી કરો તઇયારી
બરબાર નજી—નઝ્યું પીવું ખાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૯)

છે ધનધન રે —નરીઓસંગ ધવળને
જેણે બોલી ખાસ રમળને
જોઇ લીધું જેમાં—સર દુઃખના વંમળને
ફર્માંતાં દીની કમળને

જુલ.

ત્યારે લઇ અંજુમન યાર
તજી માલ મતા ઘરબાર
કોહેસ્તાનથી પડ્યા બાહાર
જેના ઇમાનના—શું મોતી પરખાવું
કોસ્સએ સંજાણ સુનાવું
(૧૦)

ત્યાંથી નીકળી—હોરમઝદ બંદર આવ્યા
માથવાણી સાથે લાવ્યા
રહ્યા પંદર સાલ—પણ ત્યાંબી નહીં ફાવ્યા
ફ્રઓલાદી ચાળીઓ ચાલ્યા

જુલ.

મળી અંજુમન દીનદાર
કાશતીઓ કીધી તઇયાર
બેઠાં તેમાં નર નાર
શું શું તેમણી—દીનદારી દરસાવું
કોસ્સએ સંજાણ સુનાવું
(૧૧)

વએજ પરાંનથી—આવ્યા દીવને બંદર
નાખ્યાં કીશતીને લંગર
ઓગણીસ વરષ—દીવમાં રહ્યા ખરેખર
ત્યાંથીથી નિકળ્યા આખર

### જુલ.

સર વાંહાણો ઉપર ચડાવી
કીશતીઓ ફરી હંકરાવી
ભર દર્યે આફત આવી
સર તુટી થયું—કીશતીઓનું તણાવું
ફીસ્સએ સંજાણુ સુનાવું ૧૨

## (૧૨)

ભેંકાર તુફાન—વાદળ દમદમ દમકે
વરસાદની ઝડીઓ ઝમકે
ઉપર આકાશ—નિચે મોજા થમકે
થઈ વૈરાણુ વિજળી ચમકે

### જુલ.

અંધકાર થયો ચોખુટે
સર રંજનુ વાદળ તુટે
પણ ધીરજ ના કોઈની ખુટે
જે લખવા હાલ—તાકત કયાંથી લાવું
ફીસ્સએ સંજાણુ સુનાવું. ૧૩

## (૧૩)

નર નાર મળી—યાદ કીધી દાવરની
એક દીલે પાક પરવરની
માંનત લીધી—બેહરાંમ ઇઝદ રહબરની
ચાહી મુરાદ અંતરની

**જુલ.**

જો પાર સમુદર તરસુ
કાંઇ કાંઠે જઇ ઉતરસુ
આતશબેહરાંમ ત્યાં કરસુ

એમ કેહેતાં વાર—તોફાંન મટીયું આવું
કીસ્સએ સંજાણ સુનાવું.

(૧૪)

કુસ્તી પાદેઆબ—કીધી સૌએ વાંહાણે
આવી લાગ્યાં સંજાણે
આંસરો દીધો—રાજા **જાદીરાણે.**
કર્તાની કળા કોંણ જાણે.

**જુલ.**

**સંજાણ** આવ્યા નિરધાર
થયા ડુરીદામ તે વાર
ગયા રાંણાની દરબાર

હેવાલ તેનો—ગાઇ હવે બતલાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૧૫)

રાંણા પાસે—આવ્યા માહા આબેદો
સઉ એહદીનને બોબેદો
નૈરીઓસંગે- કહયા ભરમ ને ભેદો
ધરી મનમાં નેક ઉમેદો.

જુલ.

સઉ કીધું દુ:ખનું બ્યાન
સમજે રાંણો દઇ કાન
લીધાં પાંચ વચન આસાન
તે પાંચ વચન—ખુલ્લાં કરી જણાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૧૬)

શું મઝહબ છે—જવાબ આપો સતવર
નહીં જુઠ જેમાં હોય રજભર
છે શરત બીજી—ભાષા ફારસી બેહતર
છોડીને બોલો ગુરજર

જુલ.

વળી ત્રીજો કઓલ છે એવો
પોશાક હીંદવાંણી જેવો
સ્ત્રીઓને પેહેરાવો તેવો
છોડો હથ્યાર—ચોથો કઓલ પલાવું
કીસ્સએ સંજાણ સુનાવું.

(૧૭)

પાંચમું વચન—માગું તમોથી આજે
કરો લગનની કીર્યા સાંજે
એ પાંચો કબુલ—આપો આજ સમાજે
તો છે જગ્યા તમ કાજે

**જુલ.**

લાચાર તેવારે થઈને
યઝદાંના નામને લઈને
રહયા પાંચો વચન એ દઈને
શું લખું બયાન—સુણતાં હયેરત થાવું
કીસ્સએ સંજાણ સુનાવું.

## (૧૮)

ધર્મની ખુબી—રાંણાને સમજાવી
સઉ તરીકો દેખડાવી
પછી હાથ કીધી—જગા જે મનને ભાવી
ત્યાં દીધું શેહેર વસાવી.

**જુલ.**

આબાદી કીધી ત્યાં જાણો
શું બણી ખુબીની બાણો
થયો આનંદ જાદીરાણો
તેવુંજ થયું—જેવું ખુદાનું ચ્હાવું
કીસ્સએ સંજાણ સુનાવું

## (૧૯)

એક દાવત ગયું—દરબારે અંજુમન
જોઈ રાણો થયો બહુ પરસન
નેરીઓ સંગ કહે—"સુનો રાયજી વરણન
કરો મનની ઈચ્છા પુરન.

જુલ.

હમે રૈયત હયાંની દરીએ
રહી આનંદ કરીએ હરીએ
આતશબેહરામ એક કરીએ"

કહયું રાણાએ—"માથે બોલ ચહડાવું"
કીસ્સએ સંજાણ સુનાવું.

(૨૦)

ત્યારે નમન કીધું—સઉ કોમે બાદશાહને
જોઈ પુરણ તેના ચાહાને
પાંચ વર્ષે બરી—ધરી કરજની રાહાને
પરથાવ્યા **ઈરાનશાહાને**

જુલ.

ત્યાં વસ્યા ત્રણસો સાલ
હર વાટે ખુશી ખુશાલ
શું લખું જેનો અહેવાલ

તે બાદ થયું—ગામેગામ ફએલાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૨૧)

ચઇ સાત સદી—તેમણે હીંદમાં જ્યારે
શું બનાવ બન્યો ત્યારે
કેવો કીધો સીતમ—ગુરજરના સરદારે
સુલતાંન માહામુંદે ભારે

ઝુલ.

ત્રીસ હઝારનું દઇ લશકર
કીધો અલેફખાંનને અફસર
મોકલાવ્યો સંજાણ ઉપર

જે જંગ તણું—વરણન હું વરણાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૨૨)

રાણાએ રે—જોઇ ગરદીશના રંગને
કહ્યું મુખથી જોઇ પ્રસંગને
લડો બાહદૂરો—મનમાં ધરી ઉમંગને
દેખડાવો ક્યાંની જંગને

ઝુલ.

લેઓ હીન્દી ફઓજને સાથ
દુશમનોથી ભીડો બાથ
શમશીરનો દેખાડો હાથ

કરો મદદ હવે—યાદ વચન દેવડાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૨૩)

ત્યારે હીન્દી ફ્રૌજ—ને ચઉદસો સાસાંની
લઇ **અરદેશીર કેરમાંની**
મયદાંને જંગ—પડી ફાવી પહલવાંની
પણ ભાગી ફ્રૌજ હીંદવાંની

**જુલ.**

ફ્યાંનીઓએ દીધા ત્રાસ
એકલે હાથે લડયા ખાસ
લાસોપર ખીછાવી લાસ
જેની ફ-તેહનો—ડંકો હું વગડાવું
ફારસએ સંજાણ સુનાવું

(૨૪)

અરદેશરથી—હારી શત્રુઓ પડયા
અહ તેમણે વાંકા નડયા
ત્યારે બીજીવાર--સંજાણ ઉપર ચડયા
સો ઘણા સેપાહ લઇ લડયા

**જુલ.**

તો થઇ આપણની હાર
અરદેશર સીપેહસાલાર
થયો જંગમાં આખર ઠાર
જેનો લખતાં હાલ—ગમનો મેહ વરસાવું
ફારસએ સંજાણ સુનાવું

(૨૫)

સંજાણેથી—આવ્યા બાહારોટ કોહ પર
ઘસડાયા રંજના રોહ પર
ત્યાં જઈ મુક્યા—ઇરાંનશાહાને કોહ પર
મઝદાનું નામ લઈ મોહ પર.

જુલ.

ત્યાં વરસ બાર તક રહ્યા
હાંદેસા કંઈ કંઈ સહ્યા
ત્યાંથીઓ વાંસદા ગયા
ત્યાં રહ્યા તેઓ—સાલ હું ચઉદ ગણાવું
કીસ્સએ સંજાણ સુનાવું.

(૨૬)

રહી ચઉદ વરસ ત્યાંથી ગયા નવસારી
સુખમાં બે સદી ગુઝારી
સુરત વલસાડ થઈ ઉદવાડે ત્યારી
ગઈ ઇરાંનશાહાની સ્વારી

જુલ.

એ ઇરાંનશાહાનો દરજો
એવો બુલંદ ચિત વરજો
કુલ બહદ ફરજને કરજો
દોસો જાનથી હું—જેને શીશ નમાવું
કીસ્સએ સંજાણ સુનાવું

(૨૭)

જેના કીર્તિના—સ્થંભને ગાડો ચારો!
સંતણુ આવી નર નારો!
દીનને કાજે—બાહાર પડો દાનદારો!
છે ખુદા મદદ કરનારો!

**જુલ.**

આવો સંતણે આવો!
દાનદારો ફરજ બજાવો!
**ક્યાંની જુડો** ફરકાવો!
એમ કહે “**આદીલ**”—એથી વધુ શું ગાવું
દાસએ સંતણુ સુનાવું.

(૨૮)



હુ મારાં માનવંત હમદીન દીનદાર બસ્તે કુશ્તીઆંન બાનુઓ અને ગ્રહસ્થોને "**સંજાણ જશન ફંડ**" માં પોત પોતાની ગુંજાયશ મુજબનો હિસ્સો ભરી સવાબનો હમભેરો હાંસીલ કરવાની માનપુર્વક **અરજ** ગુજારૂં છું છ.

ખાકસાર.

રૂસતમ નવશેરવાન માસતર.

"આદીલ."



ધી "કયસરે-હિન્દ પેપર પ્રીન્ટીંગ વર્કસ, એલ્ફીન્સટન સરકલ, કોટ, મુંબઇ મધે મી○ એરચશા રૂસ્તમજી હીરજીબેહેદીને છાપ્યું છે, અને મી○ રૂસ્તમ નવશેરવાન માસ્તર-"આદીલ" હે○ ચીરાબજાર, તાડવાડી નંબર ૧૦, મધેથી પ્રગટ કર્યું છે.